## પાશ્ચાત્ય સંસ્કૃતિ

ગાંધી અને લેનિન બેઉ પાશ્ચાત્ય સંસ્કૃતિના વિરોધી છે; માત્ર બેઉના વિરોધનો માર્ગ ભિન્ન છે; ગાંધીજી યુરોપની ભાવનાસૃષ્ટિ અને ધર્મના ઉત્તમ અંશોનો સ્વીકાર કરે છે, પરંતુ યુરોપની યંત્રકળાનો વિરોધ કરે છે. લેનિનને યુરોપનો યંત્રવાદજ બહુ પ્રિય હતો; એ યુરોપની ફિલસૂફી, આદર્શ અને નીતિનો કટ્ટર વિરોધી હતો. ગાંધીજી ખ્રિસ્તીના ધર્મ તરફ સન્માન વૃત્તિ ધરાવે છે. રોમાંરોલાના વિચારો ગ્રહણ કરવામાં એને કંઇ વાંધો નથી, કિંતુ યુરોપની ઔદ્યોગિક વૃત્તિ એને અપ્રિય છે. પાશ્ચાત્ય કાર્યદક્ષતા, યંત્રો, કારખાનાં ઇત્યાદિ રશિયામાં લાવવા લેનિન ઉત્સુક રહેતો; પરંતુ કાર્લ માર્ક્સ અને એના અનુયાયીઓ સિવાય યુરોપના અન્ય વિચારકોની સામાજિક ફિલસૂફીનો અસ્વીકાર કરતો. માર્ક્સના સિદ્ધાંતોમાંથી ઉત્પન્ન થયેલી ઉન્મત્ત શ્રદ્ધા સાથે રૂસના વિદ્રોહીઓ પોતાના સિદ્ધાંતો સિવાય અન્યને તુચ્છ સમજે છે.

ગાંધીજી વાસ્તવિક રીતે પશ્ચિમની સંસ્કૃતિના એટલા વિરોધી નથી, જેટલા એ એ સંસ્કૃતિ ભારતપર લાદવાની પદ્ધતિના છે. યુરોપના ઉદ્યોગવાદ હિંદમાં લાવવા માટે પરદેશી રાજ્ય અને પરદેશી લોકો જવાબદાર છે. એટલા માટે એ ઔદ્યોગિક પદ્ધતિ એક વિદેશીતંત્ર અને આર્થિકશાસનનું બીજું રૂપ એમને લાગે છે. સ્વતંત્ર અને બળવાન પ્રજા પરસંસ્કૃતિના ઉત્તમ અંશોજ ગ્રહણ કરે છે. પરદેશની સંસ્કૃતિ આપણી સ્વેચ્છાથી નથી સ્વીકારાઇ, એ આપણા પર લાદવામાં આવી છે. ગાંધીવાદ એની અટકાયત કરે છે. એથી વિરુદ્ધ પરદેશી પુંજીપતિઓની સહાય વિના રશિયામાં ઉદ્યોગવાદ વિકસાવાય તો લેનિનને વાંધો નહોતો.

### વ્યક્તિત્વની એકતા

ગાંધી અને લેનિનના વ્યક્તિત્વનો ભેદ નથી, દૃષ્ટિઓનો ભેદ છે. એમની પ્રકૃતિ, કાર્યક્રમ, ઉદ્દેશ આદિ સર્વમાં ભેદ છે. એ ભેદના લીધે ઉત્પન્ન થયેલ પરિણામોમાં પણ ભેદ છે. લેનિનનાં પ્રશ્નો અને